પ્રભુ જરા અમો બાળકો ઉપર દયા કરો.

જરા વાંચો તો ખરા !

તમારાં રહૃય ધ્રૂજી ઉઠશે.

# હિંદનો હાલ

યાને

# સત્યની સોટી.

કીમતમાં તો કંઇ નથી, છે અણમૂલ્યો બાળ,
ખરીદો મુજને હોંસથી, હોય હીંદના બાળ;
વાંચે જે કોઈ વીરલો કરશે અશ્રુપાત;
દેવીનું દુ:ખ જોઇને, તજે છું પદ સો ભાત.
સ્વાધીન જે જે છે સુખ્યું, પરઆધીન આ પ્રાણ.
ભાઈલાલ કહે છે ભાવથી, ભજો ત્રીભોવનનાથ.

આવૃતિ ૧ પ્રત ૨૦૦૦

સને ૧૯૨૦. સંવત ૧૯૭૬

કીંમત બે આના.

૮૫૫૯



સુરત ખપાટિઆ ચકલા પર આવેલા ખુ. અ.ના જૈન

એનજીન પ્રી. પ્રેસમાં પ્રભુશંકર નરભેરામ વ્યાસે છાપ્યું.

રચી છપાવી પ્રસીદ્ધ કરનાર:—

**ભાઇલાલ દેશાઇભાઇ પટેલ.**

નીવાસી કરમસદ.

હાલ મુકામ ગોપીપરા લીમડીકુઇ સુરત.



# મેસ મેરીજમ યાને ચમત્કારી તેલ.



આ તેલ લઇ બાર વરસની અંદરના કોઇબી છોકરા અથવા છોકરીના હાથના નખ ઉપર ચોપડી મસકવાળા જલદી આવ એમ છોકરા પાસે કહેવડાવવું જેથી છોકરો તેના નખની અંદર ફોટા રૂપી એક માણસ જોશે બાદમાં પુછનારનો કોઇપણ માણસ બોલાવવો હોય તો તેનું નામ છોકરાને જણાવી છોકરો તેના નખમાં ધ્યાન આપી અંદર જોએલા માણસને કહી પોતાના કરેલા સવાલવાળા માણસને બોલાવ એટલે બીજો માણસ છોકરાના જોવામાં આવશે હવે બીજો આવેલો માણસ શું કરે છે વીગેરે જે જે પુછવું હોય તે તે પુછવું અને કહેવું કે લખીને બતાવ. આથી તમારા કોઇ પણ માણસને જોવા યાને કોઇ બાબત પુછવી હોય તો પુછશે, ગુમાએલી વસ્તુ કોણે લીધી છે તેનું પુછવાથી તે માણસ જોવામાં આવશે છોકરો ભણેલો હશે તો તમોને બતાવી આપશે શિશીની કી. ૦-૪-૦ અડધા ડઝનથી ઓછી મોકલવામાં આવશે નહિ.

વાંચો. વાંચો. વાંચો.

# દંતમંજન યાને ટુથ પાવડર.

હિંદુસ્તાનના ઘણા ભાગમાં અમારૂં મંજન પ્રખ્યાતી પામેલું હોવાથી આપ સાહેબ એક વખત મંગાવવા મહેરબાની કરસો. આ મંજન દાંત હાલતા હોય દુખતા હોય યાને કળતા હોય મોઢામાંથી દાંતમાંથી દાઢમાંથી યાને જીભમાંથી લોહી નીકળતું હોય દાંત પર છાળી વળી ગઇ હોય યાને મોઢામાંથી ખરાબ વાસ નિકળતી હોય વીગેરે મોઢાના તમામ દરદને મટાડે છે દાંતને મજબુત કરે છે. કીંમત ૦-૪-૦ ડબીની

## વીર્યરાજ ગુટિકા ધાતુપુષ્ટિ.

આ દવા ધાતુને વધારો કરે છે હાથ પગમાં ઝણી કળતર કમર ફાટતી હોય માણસ ના મરદ થઇ ગયો હોય મગજ ખાલી પડી ગયો હોય સ્વપ્નથી પેશાબથી જતી ધાતને અટકાવી શરીરને મજબુત અને સુસોભિત બનાવે છે ગોળી ૩૨ની ડબીની કીંમત ૧-૦-૦

## ગમે તેવો તાવ આવતો હોય તેની ગોળી.

ગમે તેવો તાવ ટાઢીઓ એકાંતરીઓ ચોથીઓ તાવ આવતો હોય તો એક એક ગોળી એક એક કલાકના અંતરેથી લેવાથી ચાર દિવસમાં જુના તાવને આરામ કરે છે ગોળી ૨૦ની ડબીની કીંમત ૦-૮-૦



## ગઝલ.

અરે ઓ પુત્રો હિંદના પ્યારા
તમે પકડયા રસ્તા ન્યારા ૧
કહે સેવક સર્વને પ્યારા જરા લાગશે તમને ખારા અરે
ગુલશી ખીલેલી તે કરમાણી......હાય હવે શું થાશે ૨
દુઃખનાં વાદળ ઘેરાણાં માથે......ક્યારે દુર થાસે અરે
જકડાએલાં જે હિંદ માતા વિલાપ કરે છે અપાર ૩
અરે નીજ બંધુઓ પુત્રો તેના મદદ કરો આવાર અરે
ભૂમંડળમાં રહો સૌ ભાઈ કરો ના કુસંપ દુઃખદાઈ ૪
સત્ય સંપનો સ્થંભ બનાવી રહો સર્વ સુખદાઈ અરે
હતી લક્ષ્મી જે ભારતમાં કર્યા સોદા પરદેશ ૫

ફેશન બાઇના ફંદે પડતાં મર્યા બન્ધુ અમ દેશ અરે
જુવાનીમાં દિવાના બનવા પછી પસ્તાઈ મરશો ૬

જીવ્યા જેટલું જાય વૃથા તો હાય ગુન્ત કરશો અરે
ભોળા પણ શું આમ બતાવો જુઓને સૌઓ ભાઇ ૭

હિંદ બન્ધુ સૌ ભુખે મરવાનો વર્ત્યો જમાનો આંય અરે
અમન ચમનમાં શું રે પડયા છો ધ્યાન આપોને ભારી ૮

ભારત પુત્રોનું ભલું થાય એમ ભજો મુખે ત્રીપુરારી અરે
પ્રભુ રહી અમ પક્ષમાં પોતે મદદ કરજો જાણી ૯

પુત્રો પ્યારા દુઃખી હાલ મરે જમાનો જાણી અરે
કોણ માત કોણ તાત જમાના ખરે લડાવી માર્યા ૧૦
મિયાની સાથે પ્યારમાં નાંખ્યાં આખરે ઉલ્લુ બનાવ્યા અરે
કરણી જોઇને લખ્યું ભારતની ક્યારે દશા સુધરશે ૧૧
અરે વિરલા ઉઠોને હાથમાં કહાડો ત્યારે કંઇ વળશે અરે
સુધર્યા એમ શું જાણો બંન્ધુઓ અરે બગડવા આવ્યા ૧૨
માગ્યા મેહ વરસતા હિંદમાં ત્યાં દુકાળ પડવા લાગ્યા અરે
લખાણ વાંચી કહુ બંધુઓ ક્રોધ કરશોના કાંઇ ૧૩
નમી ભાઇલાલ આજ કહે છે હવે સુધારો ભાઇ અરે

લેખકઃ—ભાઇલાલ.



## ગઝલ

અરેરે હિંદના પુત્રો તમોને શી લગન લાગી ૧
બન્યા અક્કલ તણા ક્યારા છતાં બુદ્ધ ગઈ નાસી અ૦
થયા મસગુલ આમાં રે લગાવી મુખમાં લાલી ૨
ધર્યુંના ધ્યાન પ્રભુનું તમારી આ દશા આવી અ૦
છતી આંખે બન્યા આંધા જરાતો ધ્યાન આપોને ૩
તમારી દેશ હાલત જોઇ તમો તેને વિચારોને અ૦
બુરી નીજ દેશ હાલત આ વધારામાં સુધારો જે ૪
કરો છો આમ શું જાણી સુધારામાં વધારીને અ૦
જુઓને શોખનાં છિદ્રો તમોને આજ બતલાવું ૫
કરે છે લેર જે શાણા હવે તેને હું દર્શાવું અ૦
ખરીદો વસ્ત્રો બહુ બારીક તમારા દીલ પસંદ આણી ૬
પનોના દામ જરા ધારી ખરી હાલત તમે જાણી અ૦
૧ [illegible]મેયાં તમારીને ચઢવો છો બહુ ભાળી ૭
રહો છો રોફમાં ખાલી કરો અહંકાર શું ભાઈ અ૦
લગાવો ધ્યાન નાટકમાં પ્રિયાને સાથમાં રાખી ૮
કરાવો ટીકીટો રીઝવડં તમારા દીલની ધારી અ૦

પડે જ્યાં ડ્રોપ તાળીના પ્રિયાની સાથમાં હસતાં ૯
ગમ્મતમાં ત્યાં ઘણા પડતા પછી પસ્તાઇને રડતા આ૦
કરો ઉજાગરા ભારી જરા પાછા નહિ પડતા ૧૦
અલાંચ્યો શોખ દુનીયામાં અરે શું રંગમાં મરતાં આ૦
ભગાડી મોહની જે છે અરે ઓ પ્યારા બંધુઓ ૧૧
હઠાવોને હવે તેને અરે ઓ દેશી બંધુઓ આ૦
કરો ઉડઝાંગ આવું ના કહું પ્યારા હવે મારી ૧૨
સુણાવું વાત જે સારી આપો સૌ ધ્યાન ત્યાં ભારી આ૦
જોઇને સ્થિતી ભારતની તમો રંગો નવા રમતા ૧૩
હવે તેને સુધારો તમારા દેશમાં વસતાં આ૦
લખેલું માનજો પ્યારૂં તમારા દીલમાં ધારી ૧૪
કરો ના આમતો જાણી તમારા દેશને મારી આ૦
લખ્યું જે ભાંગ્યું તુટ્યું મેં તમો સુધારીને લેજો ૧૫
થૂનો જાણી સેવકને તો કહું પ્યારા ક્ષમા કરશો. આ૦

લેખક—ભાઈલાલ.



### ગઝલ.

અરે આવ્યો હતો જ્યાંથી હવે હું ત્યાં જવાનો છું ૧
તજી આ દેહ પીંજરને નીરાકારી થવાનો છું
ઘણું તોફાન તો કરતો હતો હું આ઼ણુડો જ્યારે ૨
જુવાનીમાં દીવાનો તો હવે શું કરવાનો છું
રહ્યો માયા મહી રાજી જીત્યો હું જુઠની બાજી ૩
જરા જગનાથ ના જાપ્યા હવે ત્યાં હારવાનો છું
નથી હિસાબ મેં રાખ્યો હશે જે ચોપડે એના ૪
લખેલું તે વંચાવવાનું જરૂર હું માગવાનો છું
કરી કાળાં અને ધોળાં ઉઠાવી મોજ દુનિયામાં ૫
કર્યાં જે કર્મ તેનું હું કડુફળ ચાખવાનો છું
સગાના સ્નેહને તોડી પ્રિયાના પ્રેમને તોડી ૬
હવે કિરતારના દરબારમાં જરૂર હાજર થવાનો છું
પિતાથી વેર તો કીધું ભાઈને મુકયા વિસારી ૭
પ્રિયાથી પ્રેમ રાખ્યો તે હવે શુ કરવાનો છું
જાઉં છું એકલો હું તો નહિ કો સાથમાં મારી ૮

પ્રભુની પાસમાં જઈને અરે શું બોલવાનો છું
ઘણી ખટપટ ચલાવીને ખજાનો જે કર્યો ભારી ૯
મુઠી સઘળું કહું આહીં ખરેખર ત્યાં જવાનો છું
પ્રભુને કોલ દીધો તો ફરીથી સતકર્મ સંસારે ૧૦
કહી દરબારમાં તેનો હિસાબજ આપવાનો છું
કમાયો ખુબ દોલતને વસાવ્યા મેલને માળા ૧૧
અરે હું એકલો સઘળું મૂકી અહીંથી જવાનો છું
કર્યું પરમાર્થ ના કાંઈ ભર્યાં નાભક્તિનાં બાથાં ૧૨
પ્રભુની પાસમાં જઈને હવે શું માગવાનો છું
જગતમાં જન્મ લેતા હા હતી બાંધી મૂઠી મારી ૧૩
ઉઘાડી લઈને હાથે હવે હું તો જવાનો છું
કર્યો પરમાર્થ એ ભાઈ સાથે તે આવવાનું છે ૧૪
કરો શું આમ જાણીને જરૂર હું પુછવાનો છું
કહે બાદીલાલ સુણો બન્ધુ કરો સતકર્મ સંચારે ૧૫
પછીથી આહ શું કરશો જરૂર હુ લખવાનો છું

લેખક—બાદીલાલ





## રાગ ગઝલ.

કશું ના થઈ શકે તમથી તમારા દેશને માટે ૧
જરા તો લાજ રાખોને તમારા દેશને માટે
પડે છે દુઃખ માતાને થયા શું આમ તો એદી ૨
તમારી આંખ ખોલોને તમારા દેશને માટે
પડયા જે કારમા ઘાતે મુંગે મોઢે સહન કરતા ૩
બહુ ઉંઘ્યા હવે જાગો તમારા દેશને માટે
ભલે હો પારસી હિંદુ અગર હોજો મુસલમાનો ૪
ધરો સમ ભાવનાં હૃદયે તમારા દેશને માટે
પડયા શું સુખમાં ભારી પડે છે દુઃખ માતાને ૫
થાઓ હુશિયાર તમો આજ તમારા દેશને માટે
કહો શું જોઈને પ્યારા દુઃખી હાલત તમારી છે ૬
તપાસોને હવે તેને તમારા દેશને માટે
હતી નીજ દેશની ચઢતી વખત પડતી તણો આવ્યો ૭
જગાડોને હવે તેને તમારા દેશને માટે
હજુ વખત છે બાકી સુતેલાને જગાડોને ૮

કરો પોકાર ઓ ભાઇ તમારા દેશને માટે
લખેલું ખુબ વાંચીને તમારા દીલમાં આણો ૯
જરૂર આંસુ ઘણાં પડશે તમારા દેશને માટે
ભુલો નહિ દેશ સેવાતો કરશો ધાર્યું તમારૂં જે ૧૦
કરશે સાહ્ય સદા ઇશ્વર તમારા દેશને માટે
ધરજો ધ્યાન માતાનું તજી અહંકાર મગરૂરી ૧૧
તમારા દીલથી ધારી તમારા દેશને માટે
સમરવા તન મન ધનથી પ્રભુ સત્ય સદા કરશે ૧૨
રહ્યા શું જોઇને વીકાસી તમારા દેશને માટે
જપીલયો પાઠ ઇશ્વરના ખુજાવી તે જરૂર દેશે ૧૩
ખરૂં ને ખોટું પ્રમાણી જરૂર ઇનસાફ તે કરશે
ખરો અક્કલ તણો હીરો અગાડી તે જરૂર પડશે ૧૪
જુઠાને ઠોકરે મારી જરૂર શીક્ષા તેને કરશે
લખ્યું છે બુદ્ધિના બળથી અમારા બંધુઓ માટે ૧૫
હવે તેને જગાડોને તમારા દેશને માટે
કહે ભાઇલાલ નમીને તો ચલાવો સત્યનો ઝુંડો ૧૬
આખરે તે જરૂર તરશે તમારા દેશને માટે

લેખક—ભાઇલાલ.

## જ્ઞાતીના સદગૃહસ્થોને સીખામણ હરીગીત.

જ્ઞાતી તણા સજ્જન સૌ આ દાદ મમ ઉરે ધરો ૧
તમ જાતથી તમ હાથથી કાર્યો બધાં રૂડા કરો
પૈસા બધા તમ જાતથી ઉદ્યોગથી જાતે રળ્યા ૨
તોયે તમે રજ માત્ર નહિ જ્ઞાત વિષે કાનો ધર્યા
તમ બાળકો પણ વાંકડા ગોખે અરે કેવા કૃશ ૩
પણ કાર્યો જોતાં તેમનાં દીસે અરે કેવાં વૃથ
દસ વીસ કે પચીસ બહુ ઉમર અરે જ્યાં થાય છે ૪
દુકાન ખોલો કે બીજા ધંધા મહી જોડાય છે
મહેનત અને મજુરી તણા પૈસા અરે જે થાય છે ૫
શોખો અને વ્યસનો મહી બરબાદ તે તો થાય છે
આવી રીતે ઉમર બધી બસ એક ચાલી જાય છે ૬
છેવટે અરે તમ બાળકો બહુ બહુ અરે પસ્તાય છે
સ્વજ્ઞાતિની જો ઉન્નતી કરવા તમો જો ધારશો ૭
ઘેલા અને કુંટો રિવાજો જ્ઞાતી મહીંથી કાઢશો
દુઝાણમાં જ્ઞાતિ મહી વિદ્યા અરે ફેલાવશો ૮
જ્ઞાત ઉન્નતી તેથી થશે ચોક્કસ અરે તમ ધારશો
આ હાલમાં ખોટું લખાયું માફ મુજને આપશો ૯
સેવક કહે બસ જ્ઞાતિના કંટો તમો સૌ કાપશો.

લેખક—ભાઈલાલ.



## અત્તરના દરફીયોને હલકાબ રાગ. ભાગ્યો તૂટ્યો

મેટ્રીક બન્યા બી. એ બન્યા એમે બનીને શું કર્યું ૧
ડોક્ટર બન્યા પ્લીડર બન્યા ઇજનેર બનીને શું કર્યું
જાઓ ત્યારે સાથમાં અત્તરની શીશીઓ લઇ જજો ૨
પોમેટમની ડબીઓ પોકેટમાં ઘાલીને જજો
હેરક્રીમ ઓફ રોઝ ભરી પરફ્યુમરીમાં મ્હાલજો ૩
ચેરો સામે ટેબલો ઉપર ઝુંમરો લટકાવજો
સ્વર્ગમાં સાથે લેજો બ્રાન્ડી અને વીસ્કી વળી ૪
વ્હાલી તમારી પ્રેમની સુરશો નહિ ભૂલી જઇ
કોટ પાટલુન અને હેટતમારી કલીન હમેશાં રાખજો ૫
સ્પેકટીકલ આંખે ચઢાવી મોઢૂમાંડી સીધાવજો
શું કરો એ બંધુઓ મતી તમારી ક્યાં ગઇ ૬
હાથે કરી ખુવાર થાઓ. વળી કુસુધારે ચઢી
ભૂખે મરો છો ભાવથી વિલાયતી ચીજો વાપરો ૭
એકના ચાર આપીને મૂળ ફેશનના આદરો
શું હુન્નરો વ્યાપી ગયો સત્ય માનજો હૃદયે ધરી ૮

આ લખાણુ મારૂં વાંચીને નિરાશ થાશો નહિ વળી
ઉપજ તમારી ક્યાં ગ  વારાકની ખુમો પડી. ૯
ઝુમણમાં આવી હોંસથી શું ચાખશો ફળતો વળી
દુઃખમાં પડો છો બંધુઓ તજો તમારા ટેકને ૧૦
ડીઓ તણા હું પક્ષમાં આવી ક્લેશ કરશો નહિ એકને
સત્ય કહું સુખીઆ થશો સંપથી હમેશાં ચાલજો ૧૧
વિનંતી મારી ઉરથી ધારી અપટુડેટ હઠાવજો
ડીઓતણા ઢોંગો મંહી જ્યાં ધર્મને વિસરાય છે. ૧૨
હર હર સુધારે હિંદમાંથી શું ગયું શું જાય છે.
વિનંતી કરી ભાઇલાલ કહે ફેશન મંહી શું ચાખીયું. ૧૩
બતલાવોને ઓ બંધુઓ ફળ શું સુધારે આ દીઠું

લેખક-ભાઇલાલ.



